# નૃત્યાંજલિ

## હિંદી નૃત્યકલા ને સંગીતનો પરિચય

લેખિકા :

શ્રી. રાગિનીદેવી

કીંમત રૂા. બે

પ્રકાશક:

શયદા સાહીકની કંપની,

એમ. પી. બારીઆ બીલ્ડીંગ.

પાયધુની, મુંબાઈ. ૩.

પ્રથમાવૃત્તિ
પ્રત: ૧૫૦૦
ઇ. સ. ૧૯૨૮





આ પુસ્તક ધી 'સાંજ વર્તમાન પ્રેસ' બ્રીટીશ હોટલ લેન, એપોલો સ્ટ્રીટ, કોટ, મુંબાઇમાં નારણ લક્ષમણે છાપ્યું અને રા. સાદીકે મેસર્સ શયદા સાદીકની કંપની માટે એમ. પી. બારીઆ બીલ્ડીંગ, પાયધુની, મુંબાઇ ૩, એ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું છે.

# અનુક્રમણિકા

ચિત્રપરિચય .... .... .... ૬
નૃત્યકલા .... .... .... .... ૯
લેખિકા: સૌ. લીલાવતી મુનશી
અમેરીકામાં હિંદી સંગીત અને નૃત્યકલા .... ૧૩
લેખિકા: શ્રીમતી મેરી કે. દાસ
હિંદુ કલાભાવના .... .... .... ૨૩
દેવોનું નૃત્ય .... .... .... ૨૯
રંગભૂમિ .... .... .... .... ૩૫
નૃત્યસ્વરૂપો ... .... .... ૪૧
સંજ્ઞા અને મુદ્રા .... .... .... ૪૭
સંગીત અને અભિનય .... .... ૬૧
નૃત્યમાં વ્યકત થતી જાતીયતા .... .... ૭૧

# ચિત્ર પરિચય


| | |
|---|---|
| શ્રી રાગિનીદેવી | ૮ |
| શ્રી રાગિનીદેવી–કૃષ્ણબંસીનાદ | ૧૨ |
| અલ્જીરીયન નૃત્ય | ૧૭ |
| નટરાજ–શિવ | ૧૮ |
| શ્રી રાગિનીદેવી–રાધાનું રાસનૃત્ય | ૨૨ |
| પ્રાચીન હિન્દી નૃત્ય | ૨૭ |
| હિન્દી નૃત્યકલાની અભ્યાસિકા રોશનઆરા બુદ્ધ મંદિર પાસે | ૨૮ |
| શ્રી રાગિનીદેવી–સીતાર સાથે | ૩૩ |
| શિવ નૃત્ય. | ૩૪ |
| શ્રી રાગિનીદેવી–અપ્સરા નૃત્ય | ૩૯ |
| શ્રી રાગિનીદેવી–સમભંગ સ્વરૂપ | ૪૩ |
| શ્રી રાગિનીદેવી–વીરતાંડવ નૃત્ય | ૫૧ |
| અર્ધચંદ્ર હસ્ત (ઉપરનો); ગજહસ્ત (નીચેનો) | ૫૫ |
| હિન્દી નૃત્યનું આધુનિક સ્વરૂપ | ૫૯ |
| કાલિયામર્દન | ૬૦ |
| ભ્રમર હસ્ત (ઉપરનો); હંસસ્ય હસ્ત (નીચેનો) | ૬૫ |
| કૃષ્ણ નૃત્ય | ૬૯ |
| કાતક હસ્ત (ઉપરનો); અર્ધચંદ્ર હસ્ત–અગ્નિ વાહન (નીચેનો) | ૭૦ |



શ્રી રાગિનીદેવી

૧૪૩૦૯

# નૃત્યકલા

હીંદી સંગીત અને નૃત્યકલાના અભ્યાસક તરીકે શ્રીમતી રાગિનીદેવીનું નામ હીંદીઓમાં ખુબ પ્રચલિત છે. જે ખંત અને ઝીણવટથી એમણે એ કલાઓનો અભ્યાસ કર્યો છે તે આ નાનકડા પુસ્તકમાં બહુ સુંદર રીતે જણાઈ આવે છે.

શ્રીમતી રાગિનીદેવીએ હીંદી નૃત્યકળામાં જે ભાવનામયતા જોઇ છે, અને તેને મૂર્તિમાન કરવાનો જે પ્રયત્ન આરંભ્યો છે એમાં એમને ઘણે અંશે સફળતા મળી હશે, એમ એમના પુસ્તક સાથે આપેલા ચિત્રો જોઈનેજ કહી શકાય એમ છે. હીંદી નૃત્યકળાનાં અવશેષો હાલ જે સ્વરૂપમાં હીંદમાં બાકી રહ્યા છે તે સ્વરૂપમાં નહી પણ જુના શિલ્પીઓએ કોરેલી

અજોડ મૂર્તિઓ અને જુનાં નૃત્યશાસ્ત્રમાં દર્શાવેલાં નિયમોને આધારે તેમણે એ કલાનો અભ્યાસ કર્યો લાગે છે. અને પોતે અતિ પરિશ્રમે સાધેલી એ કલાનો પરિચય તેમણે આ લઘુ ગ્રંથમાં આપ્યો છે. હીંદુ શાસ્ત્રો વીશેનું એમનું કેટલુંક જ્ઞાન આશ્ચર્ય પમાડે એવું એ ઉપરથી દેખાઇ આવે છે.

જેમ હીંદની લગભગ બધી વસ્તુઓને સજીવન કરવાનું માન પરદેશી કલાકારો ખાટી ગયા છે, તેમ હીંદની લલિત કલાઓનો પુનરુદ્ધાર પણ પરદેશીઓને હાથેજ નિર્માણે થયો હશે કે શું એવી શંકા રાગિની-દેવીનું આ પુસ્તક વાંચતાં જરૂર થઇ આવે છે. જે કુશળતાથી ડેનીશોન નૃત્યકારોએ આપણી નૃત્યકલાનો પરિચય કરાવ્યો હતો, તેવી કુશળતા અને તેટલા ભાવથી કોઇ હીંદી કલાકારનું ટોળું એ કલાનો પરિચય આપણને કરાવે એ દિવસ આપણે ત્યાં આવશે? પશ્ચિમ આપણો દેહ તો ઘડે છે, પણ આપણો આત્મા પણ હવે એણે આપેલી વૃત્તિઓ લઇને જન્મશે શું?

હીંદ! જાગૃત થઇ તારી કલાઓનો ઉદ્ધાર કરવા કટિબદ્ધ થા; તારી આંખે આવેલાં પડળ દૂર કર; તારા આત્માના આવરણોને છેદી નાંખ અને પશ્ચિમમાં આથમતાં કિરણોને પાછા પૂર્વમાં ઉગાડ.

ને આ પુસ્તકના વાંચનાર! પુસ્તક વાંચી તું ભલે રાગિનીદેવીની પ્રશંસા કરજે ને તેને ધન્યવાદ આપજે, પણ સાથેસાથે એથીએ સવાઇ કલાને અત્રેજ પ્રગટાવી, પરદેશી તને તારા દેશની કલા શીખવાડે એ દશાની શરમને ભુંસી નાંખવાનો પ્રયત્ન કરવાનું તું ચુકતો નહી.

લીલા મુનશી

# પરિચય

## અમેરીકામાં હિંદી સંગીત અને નૃત્યકલા

લેખિકા :

શ્રીમતી મેરી કે. દાસ



શ્રી રાગિનીદેવી — કૃષ્ણનો બંસીનાદ

# પરિચય

## અમેરીકામાં હિંદી સંગીત અને નૃત્યકલા

જગતના સંસ્કારી જીવનમાં હિંદનો હિસ્સો અતુલ છે. ધર્મમાં, તત્વજ્ઞાનમાં અને પ્રત્યક્ષ વિજ્ઞાનમાં હિંદુ વિચારની અસર યાવચ્ચંદ્રદિવાકરૌ છે, એ વાત આજે સારૂંયે વિશ્વ કબુલ કરે છે. તેજ પ્રમાણે શિલ્પકલા, ચિત્રકલા, સંગીતકલા વિગેરે લલિત કલાઓમાં પણ હિંદુ અસર જરાયે ઓછી નથી, જોકે એ વાતનો સ્વીકાર કરતાં પશ્ચિમની પ્રજા અચકાય છે.

પશ્ચિમમાં સંગીત અને નૃત્ય કલાઓના ક્ષેત્રમાં નવો યુગ બેઠો છે. એક બાજુ સંખ્યાબંધ મનુષ્યો કુતૂહલવૃતિ અથવા વાસનાતૃપ્તિનો નવો માર્ગ શોધી રહ્યા છે અને "ઝાઝ" ના નામથી ઓળખાતા—નવા

કહેવાતા સંગીત માટે નિરંકુશ ઘેલછા દેખાડી રહ્યા છે, ત્યારે બીજી બાજુ સંગીત અને નૃત્યકલાના કેટલાક ઉત્સુક અભ્યાસીઓને હિંદુ સંગીત અને નૃત્યકલામાંથી નવી પ્રેરણા મળે છે. અલબત્ત તેમાં કામોત્તેજક કશું નથી, પરંતુ તે આત્માને સચેતન કરે છે અને ઉચ્ચ પરમાનંદમાં લીન કરે છે.

સંગીતના ભાવિ વિકાસમાં સૂરમેલ અને સ્વરમાધુર્યના નવીન વિચારો, સુંદર સૂર, ઉંડા અને સૂક્ષ્મ રૂપાંતરો અને વિકાસક્ષેત્ર–એ બધાંનો સમાવેશ કરવામાં આવશે, ત્યારે જ હિંદુ સંગીતના રાગોની લહેઝત પૂરેપૂરી સમજાશે. સંગીત દ્વારા આધ્યાત્મિક ઐક્ય સ્થાપવું, સંગીતથી જીવનને મધુર બનાવવું, શરીરની સઘળી નસોને આરામ આપવો, સંગીત વડે દરરોજના જીવનમાં ઐક્ય અને શાંતિ મેળવવી, જીવનની ઉંડામાં ઉંડી લાગણીઓ સંગીતમાં રજુ કરવી એ હિંદુ સંગીતના—એ દિવ્ય કલાના કેટલાંક લક્ષણો છે.

સઘળા યુગોમાં અને સઘળી પ્રજાઓમાં નૃત્યકલાએ જીવનના ઉચ્ચ તેમજ મધ્યમ ક્ષેત્રોમાં અગત્યનો ભાગ ભજવ્યો છે. અમુક પ્રજાના જીવનની રહેણીકરણી કેવી હતી તે તેના ઇતિહાસોના પોથાંઓ કરતાં તેના ધાર્મિક તેમજ લૌકિક નૃત્યો ઉપરથી બહુજ સાદી રીતે અને વધારે સ્પષ્ટપણે સમજી શકાય છે. જેઓ મનુષ્યના પ્રત્યેક હલનચલન અને હાવભાવમાં આનંદ અને સૌંદર્ય શોધે છે તેઓનું હિંદુ નૃત્યના અનેક પ્રકારો

રફ ધ્યાન ખેંચાયું છે. થોડા સમય પહેલા મેડમ રૂથ
.ન્ટ ડેનીસે પોતાના જલસાઓમાં હિંદુ નૃત્યકલાના
ડાક નમુના દાખલ કર્યા હતા અને મેડમ પાવલો-
એ પણ હમણાં હમણાં પોતાના નૃત્યોમાં થોડું હિંદુ
ય પણ દાખલ કર્યું છે. આમ છતાં મારા જાણવા
માણે અમેરીકાની પ્રજા સમક્ષ હિંદી સંગીત અને
યકલાનો ખરેખરો જલસો કરનાર સૌ પહેલા શ્રી
ગિનીદેવી હતા.

સદ્‌ભાગ્યે શ્રી રાગિનીદેવી એક સામાન્ય નૃત્તિકા
ગાયિકા નથી પરંતુ તે તો અસાધારણ શક્તિવાળી
લાવિશારદ છે. પ્રાચીન હિંદુ સંગીતનું તેમને સંપૂર્ણ
ાન હોવાથી તે હિંદુ સંગીત અને નૃત્યને પાશ્ચાત્યો
મજી શકે અને કદર કરી શકે એવી રીતે તેને ઘટા-
ા પ્રયત્ન કરી રહ્યાં છે. તેઓ પ્રાચીન તેમજ
ર્વાચીન સંગીત અને ડૉ. રવીન્દ્રનાથ ટાગોરના
તમાં ઉન્નત કાવ્યોની ભાવનાનું રહસ્ય સ્પષ્ટ કરે
અને તેમાં રહેલા મૃદુ ભાવ, પ્રેમ અને નિર્દોષ સાદાઇ
ક્ત કરે છે. તેમાં વિષયલોલુપતાને જરાયે સ્થાન
ી. જીવનની મધુરતા દ્વારા આત્મોત્કર્ષ સાધવાની
વનાથી તેઓ ઓતપ્રોત છે અને પોતાનો જીવન-
દેશ તેમના પૂરા લક્ષમાં છે. તેમણેજ મને એક વખત
હતું કે:

"હિંદુ જીવનના સર્વોત્કૃષ્ટ સ્વરૂપોમાંનું એક-
ાનું સંગીત અને નૃત્ય જગતથી અજાણ રહેવા દેવું

ન જોઇએ. દુનિયાએ તે જાણવુંજ જોઇએ. મહાપુરુષોએ સારાયે વિશ્વ માટે એ કલાઓના પુનરુદ્ધાર અને પુનર્યૌવનની શકયતાનો વિચાર કરવો ઘટે છે. રશીયાના સંગીત અને નૃત્યે સુંદર કલાઓની સૃષ્ટિમાં પોતાનું ગૌરવસ્થાન મેળવ્યું છે. એવીજ રીતે હિંદુ સંગીત અને નૃત્ય યોગ્ય રીતે રજુ કરવામાં આવે તો તે પણ સહેલાઇથી એવું સ્થાન મેળવી શકે. જેઓ હિંદુ સંગીત અને નૃત્યને ચાહે છે તેઓએ તેની પાછળ પોતાનાં જીવન અર્પણ કરવાં જોઇએ. હું હિંદને ચાહું છું. હિંદુ સંગીત અને નૃત્યને મેં મારૂં જીવન સમર્પણ કરી દીધું છે અને તે દ્વારાજ મારા જીવનની મધુરતા પ્રાપ્ત કરવા હું પ્રયત્ન કરી રહી છું."

હિંદુ સંગીત અને નૃત્યમાંથી જે સર્વોત્તમ હોય તે પશ્ચિમ સમક્ષ રજુ કરવામાં શ્રી રાગિનીદેવી અગ્રગણ્ય અને અપૂર્વ પ્રણેતા છે.

શ્રી રાગિનીનું વ્યક્તિત્વ મનોહર છે અને તેમનો કંઠ અત્યંત મધુર છે, કે જે બન્ને વસ્તુઓ સફળતા માટે અનિવાર્ય જરૂરી છે. તેમણે મુંગે મોઢે પોતાનું કાર્ય આરંભ્યું અને આજે આખો અમેરીકા દેશ તેમની એકે અવાજે પ્રસંશા કરે છે. તેમને જલસાઓ માટે મોટા મોટા મંડળોના નિમંત્રણ મળે છે. શ્રી રાગિની માત્ર ઉસ્તાદ ગાયિકા અને નૃત્તિકા નથી, પરંતુ સીતાર અને તંબુરા ઉપર પણ તેનો કાબુ અસાધારણ છે.



અલજીરીયન નૃત્ય



નટરાજ-શિવ.

પૌર્વાત્ય જીવનમાંની આટલી મધુર વસ્તુને પશ્ચિમમાં દાખલ કરવા માટે અને લોકપ્રિય બનાવવા માટે પશ્ચિમના સંગીતપ્રેમીઓ શ્રી રાગિનીદેવીના ઋણી છે. શ્રી રાગિનીની આવી સફળતા અને પોતાના જીવનકાર્ય પ્રત્યેની આટલી અડગ ભક્તિ માટે હિંદની પ્રજા ખરેખર ગર્વ લઇ શકે.

મ્યુનીચ, જર્મની. મેરી કે. દાસ

———

# આભાર

નૃત્યાંજલિ તૈયાર કરવામાં અનેક મિત્રોએ સહકાર કર્યો છે. ભાઇ જીવનલાલ શાહે એ લઘુ પુસ્તકનો સરળ ને સુંદર અનુવાદ કરી આપ્યો, ત્યારે શ્રી જ્યોતિન્દ્ર હ. દવેએ એ પુસ્તકની શુદ્ધ જોડણી તપાસી જવાની તસ્દી લીધી છે અને સૌ. લીલાબ્હેન મુનશીએ આ પુસ્તકની સવેળા પ્રસ્તાવના લખી આપી આ પુસ્તકની મહત્તા વધારી છે. એ સર્વનો આભાર માનું છું.

**સાદીક**



શ્રી રાગિનીદેવી　　　　રાધાજીનું રાસનૃત્ય

# નૃત્યાંજલિ

## હિંદુ કલાભાવના

અનાદિ કાળથી હિંદુ કલાઓના સઘળાં સ્વરૂપો જીંદગીની પવિત્રતાની ભાવનાથી રંગાયેલાં છે. હિંદુઓ માને છે કે સૃષ્ટિ એ ઇશ્વરની ઈચ્છા–શકિતનું વ્યકત સ્વરૂપ છે. નક્ષત્રોની ચક્રગતિથી માંડીને ઇંદ્રિયો અને લાગણીઓ દ્વારા મનુષ્ય આત્માને થતા ઉંડામાં ઉંડા અનુભવો સુધી વિશ્વના સઘળા પ્રાણીઓનો ઉદ્ભવ, વિકાસ અને લય પરબ્રહ્મમાં છે.

હિંદુ ધર્મમાં વિશ્વની સઘળી ક્રિયાઓનાં દર્શન બ્રહ્મા, વિષ્ણુ અને શિવની ત્રિમૂર્તિમાં કરાવવામાં આવ્યાં છે. તે ત્રિમૂર્તિ ઉત્પાદક, રક્ષક અને સંહારક શકિતઓ તરીકે ઓળખાય છે.

યુગો થયાં હિંદુઓ પ્રભુનું પરમાનંદ, પરમકૃપાળુ, તેજોમય સ્વરૂપે કે અધર્મનો નાશ કરનાર રુદ્ર સ્વરૂપે કે યમરાજ સ્વરૂપે–એમ અનેક દૃષ્ટિએ, અનેક સ્વરૂપે અને જુદીજુદી લાક્ષણિક વિધિઓ દ્વારા પૂજન કરે છે. એ વિધિઓમાં સંગીત અને નૃત્યનો પણ સમાવેશ થાય છે.

હિંદુઓની કલાભાવના આર્યોની પૂજાવિધિમાંથી ઉદ્ભવી અને ધીમે ધીમે વિકાસ પામીને આદર્શ જાતીય વ્યવહારમાં પરિણમી. એ ભાવના જીવ, શિવ અને નિસર્ગ એમ ત્રણ સ્વરૂપમાં જીવન વ્યકત કરવા લાગી.

હિંદુ ધર્માજ્ઞા પ્રમાણે કલાકારે જગતના ઘોંઘાટ અને પ્રલોભનોમાંથી દૂર થઇને, આંતરિક શાંતિમાં પ્રવેશ કરીને પોતાના હૃદયમાંથી સૌંદર્યમૂર્તિ ઉપજાવવાની છે.

"હિંદુ સિવાયનાઓને હિંદની મૂર્તિઓ અને ચિત્રો બરાબર સમજવામાં ઘણી વખત મુશ્કેલ પડે કેમકે તેની પાછળ રહેલી ભાવના, રૂઢિ અને હેતુઓ કેવળ હિંદુઓનાંજ છે.

"એજ પ્રમાણે પશ્ચિમની કલા વિષે પણ એજ મુશ્કેલી છે.

દાખલા તરીકે 'છેવટનું ભોજન' અથવા 'પવિત્ર કુટુંબ' અથવા 'પ્રભુ તેજને અંધકારથી જુદો પાડે છે' એ ચિત્રોમાંથી ખ્રીસ્તીઓ સિવાય બીજા કોને

પ્રેરણા મળે? એટલુંજ નહિં પણ આજના યુરોપ અને અમેરીકાના કાવ્યપ્રેમીઓ પણ રોમન ઇતિહાસનો ખાસ અભ્યાસ કર્યા વિના 'એનીડ'નો આંકડોયે સમજી શકતા નથી. સારી પેઠે કેળવાયેલા યાહુદીઓ 'દવી હાસ્ય' કે સીનોરેવીનું 'ડાન્ટેમાંથી દશ્ય'ના કાવ્યો-માંથી કશી ભાવના મેળવી ન શકે એ સ્વાભાવિક છે.

"પરંતુ કલાની અમુક કૃતિ પરદેશીઓ પીછાણી ન શકે તેટલા ખાતર તે કલા 'સ્થાનિક' કે 'એકજાતીય" બની જતી નથી. તેની ભાવેના વિશ્વવ્યાપી અને સંપૂર્ણ સાંસારિક હોઇ શકે છે. ઇજીપ્તના બાદશાહોની કબરો પાસેના 'કા'ના પૂતળાની ભાવના ભાગ્યેજ કોઇ સમજી શકશે. આમ છતાં ઇજીપ્તના શિલાલેખોને વિશ્વાસપાત્ર ગણીએ તો જોઇ શકાશે કે એ વખતના ઇજીપ્શીયન લોકો આધુનિક મનુષ્ય જાતિને કેટલા બધા મળતા હતા! એ શિલાલેખોમાંના એકમાં 'કા'નું વર્ણન નીચે પ્રમાણે આપ્યું છે: 'એ અસાધારણ પુરૂષ હતો; ડાહ્યો, વિદ્વાન અનેખરેખર સમતોલ મગજનો હતો; ડાહ્યા અને મૂર્ખાની તેને બરાબર પારખ હતી; નમાયાં ને બાપાંનો, એ માબાપ હતો; જુલ્મગારોનો એ દંડનાર હતો; નિરાધારોનો એ આધાર હતો; દલિતોનો એ ઉદ્ધારક હતો; અનાથનો એ નાથ હતો.' આવા સ્મરણલેખો લખી શકે એ જાતિ અને આજના સ્ત્રીપુરુષો વચ્ચે મનુષ્યત્વનો કશો ભેદ જણાતો નથી, જો કે એ વખતના લોકોના કેટલાક રીતરિવાજો અને રૂઢિઓ તદ્દન અર્થ-હીન દેખાય છે.

"પરદેશી ભાષાના અભ્યાસીને એ ભાષાની અપરિચિત કહેવતો અને ઉચ્ચારની ખાસ ઢબો સમજવા માટે તેનો ખાસ અભ્યાસ કરવાની જરૂર છે. તેવીજ રીતે પ્રાચીન કાળના કોતરકામો, પૂતળાંઓ અને ચિત્રો બરાબર સમજવા માટે આ જમાનાના સ્ત્રીપુરુષોએ તેનો પુરો અભ્યાસ કરવાની જરૂર છે. પરદેશી કલાની પીછાણ માટે તે જાતીના રીતભાત અને વાતાવરણનો અભ્યાસ કરવા પૂરતી ધીરજ રાખવી ઘટે છે."*

કલા એ તો વિશ્વવ્યાપી ભાષા છે, જે સઘળા દેશોની પ્રજા સમજી શકે છે. દરેક સંસ્કૃતિ જુદી-જુદી ઢબે વ્યકત થાય છે. તેનું બંધારણ, તેની કલા ભિન્નભિન્ન હોય છે. પ્રત્યેક સંસ્કૃતિ ભિન્ન છે, પરંતુ પ્રત્યેક સંસ્કૃતિ સૃષ્ટિની મહાન અને સર્વદા વિકાસ પામતી સંસ્કૃતિમાં અગત્યનો હિસ્સો આપે છે.

---

* બીનોય કુમાર સરકારકૃત 'હિંદુ કલાનો પરિચય'



પ્રાચીન હિન્દી નૃત્ય



હિન્દી નૃત્યકલાની અભ્યાસિકા રોશનઆરા બુદ્ધ મંદિર પાસે

# દેવોનું નૃત્ય

હિંદમાં અનાદિ કાળથી ધાર્મિક ભાવો દર્શાવવાના મુખ્ય સાધનોમાં નૃત્ય પણ ગણાય છે. હિંદુ નૃત્ય લાગણીઓ અને બુદ્ધિ દ્વારા પૃથ્વી પર આધ્યાત્મિક શક્તિનું સ્પષ્ટીકરણ મનાય છે. શરીરના અવયવોનું તાલબદ્ધ અને મૃદુ હલનચલન, શરીરની ઊર્મિઓ, ચોક્કસ માપસર મૂકાતાં પગલાં અને શરીરનો વળાંક—એ બધું ઐક્ય અને નિયમિતતાના વિશ્વવ્યાપી કાયદાઓ સાથે ગાઢ સંબંધ ધરાવે છે. નૃત્યની ફેરફુદડી પૃથ્વીની ગોળ ગતિ અને આત્માનું ઈશ્વર સાથેનું ઐક્ય દર્શાવે છે.

પ્રાચીન રૂઢિઓ અને ધર્મશાસ્ત્રો પ્રમાણે વૈદિક આર્યોએ કુદરતની શકિતઓને દૈવી સ્વરૂપોમાં મૂર્તિમંત

કરીને તેમને દેવ દેવીઓ તરીકે ઓળખાવી હતી. દાખલા તરીકે વર્ષાઋતુના અધિષ્ઠાતા દેવ ઇન્દ્ર. તેમનું ધામ તે દેવલોક. તેમના દૈવી ગાયકો તે **ગાંધર્વો**, તેમની નૃત્તિકાઓ તે **અપ્સરાઓ** અને કિન્નરો તેમના વાદ્ય વગાડનારા. જુદા જુદા દેવસ્વરૂપોના આવાહન માટેના ગીતો સાથે નૃત્ય પણ હતું.

વિશ્વના પ્રથમ નટ **શિવ—નટરાજ**. દેવલોકના દેવો અને દેવીઓનાં કુંડાળા વચ્ચે ઉભા રહીને તેમણે અનહદ અને અનંતતાનો નાચ કર્યો અને નૃત્યના ઉલ્લાસમાં તેમણે ઉદ્ભવ, રક્ષણ અને નાશની મહાન વિશ્વવ્યાપી ક્રિયાઓનું દર્શન કરાવ્યું.

હિંદુ ધર્મની ભાવનાઓમાં વાત્સલ્ય પ્રેમ કરતાં દામ્પત્ય પ્રેમ વિશેષ હોવાથી ઇશ્વરની જુદી જુદી ભાવના અને સ્વરૂપો માટે પણ **સ્ત્રી** જોડીદાર કલ્પવામાં આવી છે. **શિવની** સહચરી **પાર્વતી**, જે ઉમા, **ગૌરી**, **દુર્ગા**, **કાલી** વિગેરે નામોથી પણ ઓળખાય છે. તે **શક્તિ** સ્વરૂપ મનાય છે. તેના વિના કોઇ પ્રકારનું સર્જન કે ઉદ્ભવ હોઇ શકે જ નહિં.

**વિષ્ણુની** પત્ની **લક્ષ્મી** નૈસર્ગિક આકૃતિઓની રક્ષક મનાય છે. **સ્વર્ગની સૌથી** પહેલી **શાસ્ત્રીય** નૃત્તિકા **લક્ષ્મી** મનાય છે. શરીરે રત્નજડિત અલંકારો **સજીને અને** પગમાં નૂપુર પહેરીને **લક્ષ્મીએ** એવી દિવ્ય **છટાથી** નૃત્ય કર્યું કે **ઇન્દ્ર** રાજાની આખી **સભાએ લક્ષ્મીજીની** પ્રસંશા કરી અને ત્યારથી તેમને

સ્વર્ગની અપ્સરાઓની અધિષ્ઠાત્રીનું પદ મળ્યું. અપ્સરાઓને તેમણેજ નૃત્ય શીખવ્યું. એ દૈવી જ્ઞાન મનુષ્યોને પણ આપનાર તેઓ જ ગણાય છે.

વિશ્વના રક્ષક ભગવાન વિષ્ણુની આઠ શકિતઓ વિશ્વની ઉપકારી ક્રિયાઓની મૂર્તિઓ છે. તે લક્ષ્મી, પૃથ્વી, સરસ્વતી, રતિ, શાંતિ, કાલી વિગેરે નામોથી ઓળખાય છે.

સ્વર્ગની અપ્સરાઓ ખૂબસુરત અને કલાવિશારદ મનાય છે; તેમના શરીરો આભૂષણોથી શણગારેલાં હોય છે; તેમને પહોળા નિતંબવાળી, નાજુક કટિવાળી, સિંહણ જેવી શકિતમાન અને પ્રભાવશાળી વર્ણવવામાં આવી છે. તેમની નાજુક કટિમાં, હથેલીઓમાં અને આંગળામાં નમ્રતા, સરળતા, તિરસ્કાર અને પ્રેમના ભાવો ભર્યા છે.

વિષ્ણુના આઠમા અવતાર શ્રી કૃષ્ણને જીવનના ખીલતા વૃક્ષ નીચે વાંસળી વગાડતા દેખાડેલા છે. તે શરીરે પીતામ્બર ધારણ કરે છે, કાને કુંડળ પહેરે છે અને કંઠમાં શ્વેત પુષ્પની ખુશબોદાર માલા ધારણ કરે છે. તેમના શિર પરના સુવર્ણમુકુટમાં મયૂરના પીંછા લગાડેલા છે.

વૃંદાવનની ઘેલી બનેલી ભકત ગોપીઓની વચ્ચે, સહચરી રાધાની સંગે, દૈવી વાંસળીના સૂર સાથે શ્રી કૃષ્ણ રાસનો નાચ કરે છે તેમાં બહુજ ઉંડી આધ્યા-

ત્મિક ભાવના રહેલી છે. કૃષ્ણની વાંસળીનું ગીત એ તો સર્વ ગીતોનું દૈવી ગીત છે અને આત્માને ઈશ્વર પ્રતિ નિમંત્રણ કરે છે. રાધા સર્જનની પ્રેમશકિત છે. ગોપીઓ એ મનુષ્યના આત્માઓ છે કે જેઓ અનહદ અને અનંતતાનો નાદ ઝીલે છે.

રામાયણ અને મહાભારતના મહા કાવ્યોએ અને હિંદુ પૂજનવિધિએ જાવા, કંબોડીયા, બાલી અને સીઆમની આધ્યાત્મિક ભાવના અને કલાભાવનાને સમૃદ્ધ બનાવી છે. તિબેટ અને ચીનમાં પવિત્ર મૂર્તિઓની લાક્ષણિક આકૃતિઓમાં બુદ્ધ ધર્મની અસર સ્પષ્ટ છે.

---



શ્રી રાગિની દેવી સીતાર સાથે

# રંગભૂમિ

હિંદુ ધર્મમાં સર્વ રસોનું દિવ્ય મૂળ અને તેનો આત્મા પ્રભુ મનાય છે. તેથીજ હિંદુ ધર્મમાં રસોને આધ્યાત્મિક સ્વરૂપ આપીને આદર્શ ઠરાવવામાં આવ્યા છે અને વિશ્વવ્યાપી બનાવવામાં આવ્યા છે. નાટય, સંગીત અને નૃત્ય દ્વારા રસોને સંસ્કારી બનાવવા એ આધ્યાત્મિક જ્ઞાનનું સાધન માત્ર નથી, પરંતુ ચારિત્ર્ય-વિકાસનો આવશ્યક માર્ગ છે. રસોનું યોગ્ય સંયમન એ જ ચારિત્ર્ય છે. નૃત્ય અને સંગીત રસોનું શ્રેષ્ઠ સંયમન કરે છે એમ હિંદમાં મનાય છે. પૂજ્ય બ્રાહ્મણો કે જેમણે ભૂતકાળમાં સુંદર કલાઓની વ્યાખ્યાઓ બાંધી હતી અને તેનો ઉપયોગ કર્યો હતો, તેઓ માનતા કે રસો

નિરંકુશ રહેવાથી જીવન ભ્રષ્ટ થાય છે અને આનંદ નષ્ટ થાય છે. આથી જ હિંદુ નાટય કે જેમાં સંગીત, વાદ્ય અને નૃત્યનો સમાવેશ કરવામાં આવ્યો છે, તે ધર્મ, કુદરત અને મનુષ્યોની મહાત્વાકાંક્ષાના પ્રચારનું તેમજ પાત્રો અને પ્રેક્ષકો બન્નેને ગમ્મત સાથે જ્ઞાન આપવાનું સાધન બન્યું છે.

હિંદુ શાસ્ત્રોમાં નાટય શાસ્ત્ર પાંચમો વેદ (પવિત્ર ગ્રંથ) મનાય છે. એ શાસ્ત્રના પ્રણેતા ભરતમુનિ દેવોની રંગભૂમિના વ્યવસ્થાપક (સ્ટેજ મેનેજર) ગણાય છે. એમ કહેવાય છે કે સરજનહાર બ્રહ્મા ધ્યાનમગ્ન હતા તે વખતે તેમના દિવ્ય વિચારોમાં વિશ્વના આનંદ માટે નાટય, સંગીત અને નૃત્યની કલાઓની સ્ફુરણા થઇ અને બ્રહ્માએ પોતે રંગભૂમિની કલા ભરતમુનિને શીખવી.

નાટય શાસ્ત્રનો મુખ્ય હેતુ મનુષ્યના ચાર પુરુષાર્થો સિદ્ધ કરવાનો હતો. તે પુરુષાર્થો તે ધર્મ એટલે વ્યકિતનો ઐહિક અને આધ્યાત્મિક વિકાસ; અર્થ એટલે સામાજિક અને શહેરી જીવન અને દ્રવ્ય પ્રાપ્તિ; કામ એટલે વિલાસ અને વૈભવનો ઉપભોગ અને મોક્ષ એટલે આત્માની અનંત મુકિત.

એટલા માટે જ પ્રત્યેક હિંદુ નાટકનો આરંભ અને અંત નાંદિથી અને ભરત વાકયથી (પ્રાર્થના) થાય છે.

નાટયનો નાયક પોતાની કળાના સર્વ વિભાગમાં પારંગત હોવો જોઇએ એટલુંજ નહિં પણ તેનું ચારિત્ર્ય પણ નિષ્કલંક હોવું જોઇએ.

જેઓ બુદ્ધિશાળી, વિચારશીલ, ગુણગ્રાહી, ન્યાયી, દંભરહિત અને નાટ્યકલાજ્ઞ હોય તેઓજ પ્રેક્ષકો તરીકે યોગ્ય ગણાતા.

નર્તકી પોતાના પગમાં નૂપુર ધારણ કરતાં પહેલાં તેને વંદન કરે એવી નાટ્યકલાના સર્વ વિભાગમાં પવિત્રતાની ભાવના હતી.

દેવોને પ્રાર્થના કર્યા પછી નર્તકી પ્રેક્ષકોની સમીપ આવીને તેમને પુષ્પોથી વધાવતી. આજે પણ હિંદમાં નાટકની શરૂઆતમાં પ્રભુપ્રાર્થના કરવામાં આવે છે અને પ્રેક્ષકોને પુષ્પોથી વધાવવામાં આવે છે.

હિંદુ વ્યાખ્યા પ્રમાણે સંગીત, અભિનય અને નૃત્ય દ્વારા જે રસો રજુ થાય છે તેના તેર વર્ગો પાડવામાં આવ્યા છે. એ રસોમાં પ્રથમ રસ **શૃંગાર** અથવા આદિ રસ કે જે સૃષ્ટિનું મૂળ છે; **વીર** રસ શક્તિ અને શૌર્યનો સૂચક છે; **કરુણ** રસ આર્દ્રતા અને દયાનો ભાવ દર્શાવે છે; **અદ્‌ભુત** રસ આશ્ચર્યની લાગણી પ્રગટ કરે છે; **ભયાનક** રસ ભયસૂચક છે; **બિભત્સ** રસ અમર્યાદિત વિચિત્રતા બતાવે છે; **રુદ્ર** રસ ત્રાસ પમાડનાર છે; **શાંત** રસ શાંતિ સૂચવે છે; **દાસ્ય** રસ સેવાભાવ બતાવે છે; **સખ્ય** રસ મૈત્રીસંબંધ દર્શાવે છે, **વાત્સલ્ય** રસ માતાપિતાનો પ્રેમ બતાવે છે; **મધુર** રસ દામ્પત્ય સ્નેહ અને પ્રેમક્રીડા રજુ કરે છે.

આ તેર રસો અને તેના સૂક્ષ્મ રૂપાંતરો નૃત્યકારના અભિનય અને હાવભાવમાં પ્રગટ થાય છે. વળી

એ રસોને હિંદુ સંગીતકાવ્યના બાવીસ સૂર સાથે પણ સબંધ છે. એટલે નૃત્યની ઢબ અમુક રાગો પ્રમાણે, અમુક સમય પ્રમાણે અને અમુક ઋતુ પ્રમાણે હોય છે.

વસંતુ ઋતુનો ઉલ્લાસ અને શરદ ઋતુના ભાવ નાટય, સંગીત અને નૃત્ય સાથે સમર્પણ થયેલા છે. કામદેવ વસંતોત્સવના સ્વામી ગણાય છે. સૃષ્ટિની વાસનાના તે મૂર્ત સ્વરૂપ છે અને કુદરતમાં રહેલો અનંત પ્રેમ રજુ કરે છે. તે હાથમાં પુષ્પનું ધનુષ્ય રાખે છે અને તેથી પુષ્પધન્વા કહેવાય છે. પાંચ ઇન્દ્રિયોરૂપી પાંચ તીરો તેઓ પોતાના એ પુષ્પધનુષ્ય પર ચડાવી અત્યાનંદમાં આવેલા હૃદયોને વિંધે છે.

પ્રત્યેક વર્ષે ખેતીનો પાક ઉતારવાના સમયે જીવન-શકિતની અને વનસ્પતિજીવનની પરમ માતાસ્વરૂપ દુર્ગાનું પૂજન થાય છે અને સંગીત અને નૃત્ય સહિત તેનો ઉત્સવ ઉજવાય છે.

હિંદુ નૃત્ય સૌ પહેલાં તો જીવનનો આનંદ તેના આદર્શ સ્વરૂપોમાં રજુ કરે છે. મનુષ્ય જાતિના સામાન્ય આદર્શ અનુભવોને દૃશ્ય રૂપે રજુ કરવા એ નૃત્યનું કામ છે. એકાદ વ્યકિતની માનસિક કલ્પના કે કોઇએક વ્યકિતના ગાંડાઘેલા તરંગો હિંદુ નૃત્ય કે સંગીતમાં દૃષ્ટિગોચર થતા નથી.

આ કારણથી હિંદુ નૃત્ય કોઇ એક વ્યકિતનું સર્જન નથી પરંતુ આંતરિક આધ્યાત્મિક ભાવથી પ્રેરાયેલું



શ્રી રાગિનીદેવી　　　　અપ્સરા નૃત્ય

છે. જોઇએ તો ધાર્મિક વિધિનું નૃત્ય હો, કે આનંદ ઉપભોગ કે વસંતોત્સવનું નૃત્ય હો, પરંતુ તેમાં એક એવું મધુરૂં ગૌરવ અને સંયમ, અને રસની એવી સંસ્કારિતા ભરી હોય છે કે જે એકલા હિંદની આ કલાની વિશિષ્ટ ભાવનાને આભારી છે.



# નૃત્યસ્વરૂપો

હિંદુ કલાકારોએ સઘળી જાતના નૃત્યના મુખ્ય બે વિભાગ પાડયા છે. એક **માર્ગી** નૃત્ય. આ નૃત્ય પવિત્ર મનાય છે અને માત્ર દેવો સમક્ષ જ થાય છે. બીજું દેશી નૃત્ય, જે રાજામહારાજાઓ સમક્ષ અને દરબાર મીજલસોમાં થાય છે.

દેવોના નૃત્ય તેમજ દેવોની પૂજા માટે મંદિરોમાં કે ધાર્મિક ઉત્સવ પ્રસંગે થતા નૃત્ય **માર્ગી** પદ્ધતિમાં ગણાય છે. પુરાણ કથાઓમાં તેમજ પૂજનવિધિના પવિત્ર ગ્રંથોમાં આવા નૃત્યના ઘણાં વર્ણનો આપવામાં આવ્યાં છે.

એક એવી પ્રાચીન હિંદુ કથા છે કે જૈન સાધુ ઋષભદેવને ભગવાન ઇન્દ્રની નૃત્તિકા નિલંજસાનો નૃત્ય જોતાંની સાથેજ અહિક જીવન ઉપરનો મોહ ઉડી ગયો અને સંસાર ઉપર વૈરાગ્ય ઉત્પન્ન થતાં તેઓ કૈલાસ પર ચાલ્યા ગયા અને ત્યાં તેમણે નિર્વાણ પ્રાપ્ત કર્યું.

પૂજા માટે કેવા પ્રકારનું નૃત્ય કરવું અને કેવા પ્રકારનું સંગીત ગાવું તે વિષે જ્ઞાન સંહિતામાં સ્પષ્ટ ઉલ્લેખ છે કેઃ—

"જ્ઞાની જનોએ રાત્રિના પ્રથમ પ્રહુરમાં ભકિતની ભાવનાથી પ્રેરાઇને સંગીત અને નૃત્ય સાથે પૂજા કરવી અને પછી પોતાના મંત્રોચ્ચારમાં લાગી જવું. તે પછી છેક સૂર્યોદય થતાં સુધી નૃત્ય અને સંગીત ચલાવવું."

કાશી ખંડમાં એવી આજ્ઞા છે કેઃ "જે સ્રી કે પુરુષ ચૈત્ર માસના શુકલ પક્ષની તૃતિયાને દિવસે ઉપ-વાસ કરશે અને મધ્ય રાત્રિએ વસ્રો, અલંકાર અને બીજી પૂજાસામગ્રી વડે દેવી મંગલાગૌરીની પૂજા કરશે અને શેષ રાત્રિ નૃત્ય અને સંગીતથી પૂરી કરશે તેના સર્વ મનોરથ ફળશે."

ભગવાન કૃષ્ણના પરમ ભકત શ્રી ચૈતન્ય, જેઓ સોળમી સદીમાં બંગાળામાં થઇ ગયા, તેઓ રસ્તે ચાલતાં ચાલતાં પણ શ્રી કૃષ્ણનાં સુંદર ભજનો ગાતા. "આમ ગાતાં ગાતાં તેઓ એટલા તો આનંદોલ્લાસમાં



શ્રી રાગિની દેવી　　સમભંગ સ્વરૂપ

આવી જતા કે એ ઉલ્લાસમાં અને ઉલ્લાસમાં તેઓ નાચવા લાગી જતા. એમનો એ નાચ એટલો ભવ્ય થતો કે જગતે કદિ એવો નાચ જોયો નહિં હોય.” તેમને નાચતા જોનારા હજારો માણસોના દિલમાં દૈવી પ્રેરણા જાગતી અને તેઓ શ્રી ચૈતન્યના ભક્ત બની જતા.

ધાર્મિક પ્રસંગોએ નાચ કરવાની પદ્ધતિ હિંદમાં આજે અનેક સૈકાઓ થયાં પ્રવર્તે છે.

નૃત્યના અભિનયની કલામય રચના અને એ ક્રિયાના અનેક વર્ગોનું ભરતમુનિએ નાટયશાસ્ત્રમાં સંપૂર્ણ વર્ણન કર્યું છે.

“આનંદ, ખેદ કે બીજી લાગણીઓને લીધે મગજમાં થતા અનેક ભિન્નભિન્ન ફેરફારો અભિનયદ્વારા વ્યકત કરવા તેનું નામ નાટય.” નાટયની ક્રિયાઓ તે નાટક.

ચહેરાના હાવભાવ સહિત તાલસૂરના નિયમ પ્રમાણે ભાવદર્શક અભિનય એજ નૃત્ય.

નૃત્ય એટલે તો માત્ર અવયવોની ક્રિયા; એમાં ચહેરાના હાવભાવનો સમાવેશ થતો નથી.

નૃત્યના પણ બે વિભાગ છે, એક **તાંડવ** અને બીજો **લાસ્ય**.

**તાંડવ** નૃત્ય શરીરના અત્યંત તનમનાટ સાથે વીરત્વ અને ક્રોધનો ભાવ પ્રદર્શિત કરે છે. એ

ઉપરાંત તે નૃત્ય વિશ્વની સઘળી ક્રિયાઓ, આસૂરી ભાવના ઉપર દૈવી ભાવનાનો વિજય અને આનંદોર્મિ પણ દર્શાવે છે. સંગીત સાથે તાંડવ નૃત્ય અમુક પ્રકારના નાટયનો પ્રારંભ પણ સૂચવે છે.

ચહેરાના હાવભાવ વિના કેવળ શરીરના અવયવોના હલનચલનનું નૃત્ય તે **પ્રેક્ષણી તાંડવ** નૃત્ય અને ચહેરાના હાવભાવ સાથેનું એવું નૃત્ય તે **બહુરૂપ તાંડવ** નૃત્ય.

નૃત્યશાસ્ત્રમાં ભગવાન **શિવ**ના નૃત્યના સાત પ્રકાર વર્ણવ્યા છે:

(૧) **આનંદ** તાંડવ–આનંદોર્મિ દર્શાવતું નૃત્ય.

(૨) **સંધ્યા** તાંડવ–**સંધ્યા** સમયનું નૃત્ય.

(૩) ઉમા તાંડવ–**શિવ**નું સહચરી ઉમા સાથેનું નૃત્ય.

(૪) ગૌરી તાંડવ–**શિવ**નું સહચરી ગૌરી સાથેનું નૃત્ય.

(૫) કાલિકા તાંડવ–કાલિકા સ્વરૂપે દુષ્ટતા અને અજ્ઞાનતાના અસુરોનો સંહાર દર્શાવતું નૃત્ય.

(૬) **ત્રિપુર** તાંડવ—**ત્રિપુર** રાક્ષસનો સંહાર દર્શાવતું નૃત્ય.

(૭) **સંહાર** તાંડવ–બાહ્યસ્વરૂપના સર્વનાશ પછી શું રહેશે તે દર્શાવતું નૃત્ય. આ નૃત્ય આત્માની માયાના બંધનમાંથી મુક્તિ સૂચવે છે.

શિવની પત્ની દુર્ગા એટલે રાક્ષસસંહારક તરીકે કે કાલી એટલે સર્વનાશ કરનાર દેવી તરીકે ગળામાં હાડકાની માલા અને હાથમાં પ્રાણહારક હથિયારો ધારણ કરીને નૃત્ય કરે છે, ત્યારે તે મહા શક્તિશાળી અને પ્રલયકારી દેખાય છે. કાલી યુદ્ધની દેવી તરીકે પણ પૂજાય છે.

ભગવાન કૃષ્ણના આનંદમય નૃત્યમાં શિવ–દુર્ગાના નૃત્ય જેવી ભયાનક વસ્તુ કશીજ નથી, કેમકે એ નૃત્ય તો પરમ આનંદનું નૃત્ય છે.

લાસ્ય નૃત્યમાં પ્રેમક્રીડા અને અવયવોનું લાવણ્યમય હલનચલન હોય છે. આ નૃત્ય રમણીઓ પોતાના પતિ સાથે કરે છે. વૃંદાવનની ગોપીઓ સાથે શ્રી કૃષ્ણની રાસલીલા એ એક પ્રકારનું લાસ્ય નૃત્ય છે.

પગની પાનીઓ સહેજ ઉંચી કરી વારા ફરતી જમીનપર તાલ આપવો એ લઘુ નૃત્ય.

હિંદુ નાટય અને નૃત્યમાં હાસ્ય તત્વને પણ યોગ્ય સ્થાન મળેલું છે. એ કામ વિદૃષક કરે છે.

શિવના અમુક પ્રકારના નૃત્યમાં તેમની સાથે રહેનાર ભંગી શિવના નૃત્યની નકલ કરીને નૃત્ય કરે છે.

જાવામાં હિંદુ મહાકાવ્ય મહાભારતનું નાટક નૃત્ય–નાટય તરીકે ભજવાય છે. તેમાં નાયક અર્જુન સાથે ત્રણ વિદૃષકો હોય છે. તેઓ ત્રણ શુભ શક્તિઓ ગણાય છે અને અર્જુનને તેના દુશ્મનો પર વિજય મેળવવામાં મદદ કરે છે.

---

# સંજ્ઞા અને મુદ્રા

હિંદુ શાસ્ત્રો માર્મિક સંજ્ઞાઓ અને રૂપકોથી ભરપૂર છે. એ સંજ્ઞાઓ અને રૂપકો જુદાજુદા દેવ-સ્વરૂપો, નૈસર્ગિક શકિત, વિશ્વની ઉત્પત્તિ અને મનુષ્યનો વિકાસ રજુ કરે છે. આમાંના કેટલાક રૂપકો પ્રાચીન આર્યોના વેદવારાના જેટલા પ્રાચીન છે.

હિંદના આ જુદાજુદા દેવસ્વરૂપોને પશુ કે પક્ષી સ્વરૂપનું વાહન હોય છે. પ્રત્યેક વાહન તે તે દેવના કાર્ય અને શકિતઓ સૂચવે છે.

કૈલાસવાસી ભગવાન શિવનું વાહન પોઠીયો છે. પ્રાચીન પુરાણકથામાં તેઓ કૃષિના દેવ તરીકે ઓળખાય છે.

સૂર્યવંશી ભગવાન વિષ્ણુ વિશાળ પાંખોવાળા ભયંકર ગરુડ પક્ષીની ઝગમગતી પાંખો ઉપર સ્વારી કરે છે. વિષ્ણુ ભગવાન પૃથ્વીને પોતાની પીઠ પર ધારણ કરનાર આદિ શેષનાગ ઉપર પણ બિરાજે છે.

દશ હાથવાળી દુર્ગાનું આસન સિંહ છે.

મૃત્યુના મહારાજા યમરાજ પાડા ઉપર સ્વારી કરે છે.

વિદ્યા અને કળાની દેવી સરસ્વતીનું આસન મયૂર છે.

હિંદુઓનું સ્વસ્તિક ચિહ્ન આશીર્વાદસૂચક છે.

સર્પચિહ્ન સ્થળ તેમજ અનંતતાની સંજ્ઞા છે.

એક પ્રાચીન કથા એવી છે કે ભગવાન નિરંજને પોતાની સુવર્ણની જનોઈ કાઢીને તેના ટુકડા કરી તે સમુદ્રમાં નાખ્યા. સમુદ્રમાંથી એક હજારો ફેણવાળો નાગ પેદા થયો. ભગવાન નિરંજને તેનું નામ કિસુવા પાડયું અને તેને ત્રણ ખંડ ધરતીનો ભાર વહન કરવાની આજ્ઞા આપી.

હાથી બુદ્ધિ અને કાર્યપરાયણતાની સંજ્ઞા છે.

પુરાણ કથામાં અભિમાન સૂચવે છે.

કમળનું પુષ્પ વિશ્વની સંજ્ઞા છે. કમળ પુષ્પો પર દેવો બિરાજેલા દેખાડેલા છે.

એમ કહેવાય છે કે, "બ્રહ્માએ પોતાની સમક્ષ કમળ ઉત્પન્ન કર્યું. તે પછી પોતે તેની ઉપર બિરાજ્યા અને સૃષ્ટિની ઉત્પત્તિ વિષે ધ્યાનમગ્ન થયા."

હિંદુઓએ "અત્યંત સ્પષ્ટ અને ઉચ્ચ પ્રકારની સંજ્ઞાભાષા" યોજી છે. તે દેવોના આધ્યાત્મિક ભાવો અને સદ્‌ગુણો દર્શાવે છે.

"કેટલીક સંજ્ઞાઓમાં તેમાંના આધ્યાત્મિક ભાવ અને રૂપ ઉપરાંત એવી લાવણ્ય અને મૃદુતાભરી અજબ અર્થસૂચકતા હોય છે કે જે ખરેખર આધ્યાત્મિક અને દૈવી હોય છે. હાથ અને આંગળાઓની 'મુદ્રા'ઓને શુક્રાચાર્યમુનિએ 'દિવ્ય ક્રિયા' તરીકે વર્ણવી છે અને તેને સામાન્ય મનુષ્યની ક્રિયાઓથી એ રીતે ચડિયાતી ઠરાવી છે." (ગંગુલી)

સઘળી કલાઓ દેવોમાંથી પ્રગટી છે. પવિત્ર જ્ઞાન, કલા અને વિજ્ઞાનના સંરક્ષક ઋષિઓએ એ કલા મનુષ્યોને શીખવેલી કહેવાય છે.

કોઇપણ વ્યકિતને ઉચ્ચ આધ્યાત્મિક શકિતઓની સિદ્ધિ માટે શરીરના અમુક આસનો જરૂરી ગણાતા. એ આસનો એકાગ્રતા સાધવામાં મદદગાર હતા, એટલુંજ નહિં પરંતુ તે આસનો વડે આંતરિક આધ્યાત્મિક આત્મભાન કરી શકાતું.

ભરતમુનિએ પોતાના નાટયશાસ્ત્રમાં મુદ્રાવર્ણન કરતાં તે દ્વારા રજુ થતી દૈવી નૃત્યની દિવ્ય ક્રિયાઓનું અને

મનુષ્યની લાગણીઓ અને મહાત્વાકાંક્ષા દર્શાવવા એ મુદ્રાઓના ઉપયોગનું પણ વર્ણન કર્યું છે. ભિન્નભિન્ન રસોને સંજ્ઞાઓ અને આસનો દ્વારા રજુ કરવાની પદ્ધતિ રસની વિવિધ ભાવનાઓ દર્શાવતા મૂળ સ્વરૂપોને આધારેજ રચાયેલી હતી.

સંજ્ઞાઓનું નીચે આપેલાં વર્ણન અને ઉપયોગ હિંદુ નૃત્યમાં સંજ્ઞાઓનું મહત્વ કેટલું છે તે સ્પષ્ટ બતાવી આપશે.

**પતાકા હસ્તઃ** હથેલી ખુલ્લી રાખી, બધા આંગળા અને અંગુઠો સાથે રાખી ઉભા રાખવા તે **પતાકા** હસ્ત કહેવાય છે. આ મુદ્રા **બ્રહ્માની** છે. પતાકા હસ્ત વિજયધ્વજનું સ્વરૂપ છે. **પતાકા** હસ્ત પ્રેક્ષકો તરફ ધરવામાં આવે તો તે વિશ્વાસ અને આશીર્વચન સૂચવે છે. **શિવના** વિશ્વવ્યાપી નૃત્યમાં તેમજ બીજા દેવોના નૃત્યમાં આ મુદ્રા બહુ નજરે પડે છે. આ મુદ્રા નૃત્ય કે નાટયનો આદિ કે અંત પણ સૂચવે છે.

**પતાકા** હસ્ત ઉંચો લઈ જવામાં આવે તો તે દેવો માટે વપરાયેલો અને નીચે લઇ જવામાં આવે તો નીચેની દુનિયા માટે વપરાયેલો ગણાય. બન્ને **પતાકા** હસ્ત કાંડા પરથી સામસામા મૂકવામાં આવે તો તે **સ્વસ્તિક** કહેવાય. આ મુદ્રા શુભસૂચક અને આશીર્વાચક છે. **પતાકા** હસ્તની બન્ને હથેલીઓ જોડી દેવામાં આવે તો તે દેવો કે પૂજ્ય પુરુષો પ્રત્યે ભક્તિ, પ્રાર્થના કે વંદના દર્શાવે છે. તે **અંજલિ** પણ કહેવાય છે.

પતાકા મુદ્રાવાળા હાથો વડે લાવણ્ય અને પ્રેમ-ક્રીડાદર્શક અભિનય કરવામાં આવે અને તેના તાલ સાથે પગ પડે તો તે નૃત્ય પ્રસાર નૃત્ય કહેવાય.

પતાકા હસ્તમાંના અંગુઠાને હાથ સાથે કાટખુણો પડે તેવી રીતે પહોળો કરવામાં આવે તો તે અર્ધ-ચંદ્ર મુદ્રા કહેવાય. આ મુદ્રા સમર્પણ કે સમાધિ સૂચવે છે. બન્ને હાથોની અર્ધ-ચંદ્ર મુદ્રા રચી જમણો હાથ ઉંચે લઇ જવો અને ડાબો નીચે ધરવો એ અભય, નિર્ભયતા અને આશા પ્રગટ કરે છે. જે નિર્ભય છે તેજ આધ્યાત્મિક દૃષ્ટિએ મુકત છે. શિવના નૃત્યોમાં અભય મુદ્રા લાક્ષણિક છે.

અર્ધ-ચંદ્ર મુદ્રાવાળો હાથ પણ અર્ધ-ચંદ્ર આકારે વિસ્તારવામાં આવે તો તે અગ્નિ લઇ જતો બતાવે છે અને નાશની સંજ્ઞા છે.

અર્ધ-ચંદ્ર હાથો એક બીજાપર મૂકી, હથેલીઓ મુખ તરફ રાખી, અંગુઠા એકબીજા સાથે ભીડી દેવામાં આવે તો તે વિષ્ણુનું વાહન ગરુડ બને છે.

અંગુઠા પાછળ રાખીને અર્ધ-ચંદ્ર હાથો કટિ ઉપર મૂકવામાં આવે અને પછી શરીરના કટિ ઉપ-રના ભાગ તાલસૂર પ્રમાણે લાવણ્યતાથી હલાવવામાં આવે તો તે લાવણ્ય નૃત્ય કહેવાય.

ત્રિપતાકા હસ્ત ત્રણ આંગળાની મુદ્રા છે. પતાકા હસ્તની ત્રીજી આંગળી વાળીને હથેલીની મધ્યમાં

અંગુઠા સાથે જોડી દેવામાં આવે તે ત્રિપતાકા હસ્ત બને છે. ત્રિપતાકામાં કેટલીક વખત ત્રીજી આંગળી અંગુઠા સાથે જોડવામાં નથી પણ આવતી. આ મુદ્રા શિવની છે અને તે દેવોનું આવાહન અને અવતાર સૂચવે છે. આ મુદ્રા ટંક (કુહાડી), કૃષ્ણ મૃગ (હરણ), વજ્ર વિગેરે હથિઆરો કે સંજ્ઞાઓ ધારણ કરવા માટે પણ વપરાય છે.

**સર્પ-શીર્ષ** હસ્ત વિષ્ણુની મુદ્રા છે. હથેલીની પોલાણ બનાવીને આંગળાઓને સર્પની ફેણ માફક વાળવાથી આ મુદ્રા બને છે. સંધ્યાની **આરતિ** અને જલ-અંજલિ અર્પણ કરવા માટે આ મુદ્રા વપરાય છે.

**સર્પ**–શીર્ષવાળા બન્ને હાથ બાજુમાંથી જોડી દેવામાં આવે તો તે સર્પની સંપૂર્ણ ફેણ બને છે અને તે કોઇ વસ્તુ આપવા કે સ્વીકારવા માટે વપરાય છે.

**પદ્મકોષ** હસ્ત શિવની પદ્મપુષ્પ વડે પૂજા કરવા માટે વપરાય છે. આંગળા અને અંગુઠાને પુષ્પની પાંખડીઓની માફક રાખવાથી **પદ્મ**કોષ હસ્ત બને છે. **પદ્મ**કોષ હસ્ત ધીમે ધીમે ખોલવા અને બંધ કરવાથી નૈવેદ્ય ધરવાનો તેમજ સૌંદર્યનો ભાવ દર્શાવાય છે.

**અલપદ્મ** હસ્ત સંપૂર્ણ ખીલેલું પદ્મપુષ્પ બતાવે છે. આ મુદ્રામાં આંગળાઓ સહેજ જુદા પાડેલા અને સહેજ વળ દીધેલાં હોય છે. તેમાં ટચલી આંગલી મુખ્ય છે. આ મુદ્રા શ્રી કૃષ્ણની છે. તેનો દેવ વસન્ત છે.

બન્ને હાથોને કાંડા આગળથી જોડીને આંગળાઓ છુટાછુટા અને ફુલની પાંદડીઓની માફક સહેજ વળેલા રાખવાથી પદ્મહસ્ત બને છે.

અંગુઠા અને તર્જની આંગળીને જોડી દઇને બાકીની આંગળીઓ સહેજ છુટી અને વળેલી રાખવાથી હંસસ્ય હસ્ત બને છે. આ મુદ્રા બ્રહ્માની છે. હંસસ્ય હસ્ત ધાર્મિક વિધિ કે બુદ્ધિ સૂચવે છે અને પ્રવચન કે સમાધિમાં તે વપરાય છે. આ મુદ્રા નૃત્ય કરનારાઓને લાક્ષણિક છે.

કાતક હસ્ત સંદેશવાહક અથવા પ્રશ્નાર્થ મુદ્રા છે. તર્જની અને મધ્યમા આંગળીઓને અંગુઠા સાથે જોડવાથી આ મુદ્રા બને છે. વાર્તાલાપમાં, પુષ્પ ચુંટવામાં, હાર, કમળ, પુષ્પમાલા કે એવી કોઇ સંજ્ઞા ધારણ કરવામાં પણ આ મુદ્રા વપરાય છે.

ત્રિપતાકા હસ્તની ટચલી આંગળી વાળવાથી અર્ધ–પતાકા હસ્ત બને છે. આ મુદ્રા ખંજર, વાવટો, બુરજ કે રણશીંગું દર્શાવે છે તેમજ દ્વિવાચક પણ છે.

અર્ધ–પતાકા હસ્તની ટચલી આંગળી ખુલ્લી રાખવાથી કર્તરી–મુખ હસ્ત બને છે. આ મુદ્રા વિયોગ, મૃત્યુ તેમજ વિદ્યુત સૂચવે છે.

અંગુઠો ઉંચો રાખી બાકીની આંગળીઓને હથેલીમાં બંધ કરવાથી શિખર હસ્ત બને છે. આ મુદ્રા સ્નેહાલિંગન કે પ્રેમીઓનો શૃંગારભાવ દર્શાવે છે.



અર્ધચંદ્ર-હસ્ત (ઉપરનો); ગજહસ્ત (નીચેનો)

ઇનકાર કરવામાં તેમજ પંખો ચલાવવામાં પણ આ મુદ્રા વપરાય છે.

શિખર હસ્તની તર્જની આંગળીની નીચે અંગુઠો વાળવાથી કુપિત્થ હસ્ત બને છે. શ્રી લક્ષ્મી પોતાનાં હાથમાં કમળપુષ્પ ધારણ કરે છે, એવો આ મુદ્રાનો ભાવ છે. ઘુંઘટ પકડવામાં, ઝબ્બાનો છેડો પકડવામાં, સરસ્વતીની માળા ફેરવવામાં, નૈવેદ્ય અર્પણ કરવામાં, ગાય દોવામાં કે હાવભાવ દર્શક નૃત્યમાં આ મુદ્રા વપરાય છે.

ગજહસ્ત (હાથીની સૂંઢ) શિવની નૃત્ય કરતી મૂર્તિઓનું ખાસ લક્ષણ છે. આ મુદ્રામાં ડાબો હાથ શરીરની આસપાસ જમણી તરફ વિંટાળીને કાંડામાંથી નીચે ઝુલતો રાખવામાં આવે છે.

સૂચિ હસ્ત અથવા અંગુલિનિર્દેશ મુદ્રા આશ્ચર્યસૂચક છે. કુંભારનો ચાક ફરતો દેખાડવા કે સમયચક્ર દર્શાવવા આ મુદ્રા વપરાય છે.

સૂચિ હસ્તની ગતિ સાથે સાથે અર્ધ મીંચેલી આંખોના હાવભાવ કરવાથી સૂચન મુદ્રા બને છે અને નૃત્યકારોનો એ લાક્ષણિક અભિનય છે.

ભ્રમર હસ્ત વિષ્ણુનું વાહન ગરુડ અથવા અન્ય ઉડતું પ્રાણી દર્શાવે છે. આ મુદ્રા પ્રતિજ્ઞા અથવા દિવ્યતામાં લય સૂચવે છે. મધ્યમા આંગળીને અંગુઠા

સાથે જોડી દઇને, તર્જની આંગળી વચ્ચે વાળેલી રાખીને ને બાકીની આંગળીઓ છુટી રાખવાથી આ મુદ્રા બને છે.

અંગુઠા અને તર્જની આંગળીને અર્ધ-ચંદ્રાકારે રાખવાથી ચંદ્રકલા હસ્ત નામની મુદ્રા બને છે.

હિંદુ અભિનયની અર્થસૂચક મધુરતા આંગળા, હથેલીઓ અને કાંડાઓના ઉપયોગ સંબંધી કેટલીક મૂળ ભાવનાઓ ઉપર આધાર રાખે છે. હિંદુ નૃત્યકારો હથેલીને હાથથી ભાવદર્શનમાં સૌથી અગત્યનું મધ્યબિન્દુ માને છે. આંગળાઓની ભિન્નભિન્ન મુદ્રા વડે પ્રેક્ષકોને હથેલી દેખાડવી એ હિંદુ સંજ્ઞાભાષામાં લાક્ષણિક છે. પશ્ચિમમાં નૃત્યકારની હથેલી ભાગ્યેજ જોવામાં આવે છે. પશ્ચિમના નૃત્યકારોમાં આંગળીઓને સુંદર રીતે ગોઠવી હાથની રૂપરેખા બતાવવાનું બહુ પ્રચલિત છે.

વળી તેઓમાં કેટલાક કહેવાતા પૌર્વાત્ય ભાવો દર્શાવવામાં જ્યાં હાથની ઉંચી નીચી ગતિની જરૂર પડે છે એવા નૃત્યો સિવાય, કાંડાનો પણ ભાગ્યેજ ઉપયોગ થાય છે.

પરંતુ હિંદુ નૃત્યમાં તો હાથની ભિન્નભિન્ન દિશાઓ માટે કાંડુ તો ધરી સમાન ગણાય છે. કોણીઓના પણ અર્થસૂચક ઉપયોગથી અભિનયમાં ઓર ઉમેરો કરવામાં આવે છે.

કોઇ પણ મુદ્રા ચોક્કસ અર્થ વિનાની નથી અને પ્રત્યેક નૃત્યની પાછળ કંઇક કથા રહેલી હોય છે. નૃત્તિકા પોતાના નૃત્ય સાથે એ નૃત્યનું ગીત ગાય નહિં તો પણ તેનો ભાવ તો તેના મગજમાં હોયજ છે અને તે જુદીજુદી મુદ્રાઓ, ચહેરાના હાવભાવ અને શરીરના અભિનય દ્વારા એ ભાવો વ્યકત કરે છે.





ાન્દી નૃત્યનું આધુનિક સ્વરૂપ

# સંગીત અને અભિનય

હિંદુ નૃત્યમાં રસો અથવા આધ્યાત્મિક ભાવના-
ઓનું ભિન્નભિન્ન ભાવદર્શન શરીરના તાલબદ્ધ અંગમરોડ દ્વારા કરાવવામાં આવે છે. આ અંગમરોડ સંસ્કારી ભાવનાઓ, મનુષ્યોની મહત્વકાંક્ષાઓ અને દેવોની દિવ્ય ભાવનાઓ દૃશ્ય રીતે ક્રિયામાં રજુ કરે છે.

નૃત્યમાં શરીરની આદર્શ સ્થિતિ ભંગો ઉપર રચાયેલી છે. એ ભંગો અથવા અંગમરોડ શરીરના મધ્યબિંદુમાંથી અથવા તો શરીરની સ્થિર આકૃતિમાંથી ભિન્નભિન્ન દિશામાં વળાણુ બતાવે છે. આવા અંગમરોડના અભંગ (સહજ મરોડ) સમભંગ (એક સરખો મરોડ)

**આતભંગ** (દીર્ઘ મરોડ) અને **ત્રિભંગ** (ત્રણ દિશામાં મરોડ) એવા જુદા જુદા પ્રકારો છે.

શરીરનું બધું વજન એકજ પગ ઉપર રાખીને મોહક રીતે ઉભા રહેવું તે **અભંગ**. તે ધ્યાનાવસ્થા, આરામ અથવા ગાંભીર્ય સૂચવે છે.

**સમભંગ** આધ્યાત્મિક સમતોલતા દર્શાવે છે. શરીરને સમાન્તર સ્થિતિમાં સ્થિર રાખીને બેસવું કે ઉભા રહેવું તે **સમભંગ**.

**અતિભંગ** અંગમરોડ નાટ્ય નૃત્યનું સ્વરૂપ છે. **અતિભંગ** નૃત્ય કરતા શિવનું **નટરાજ** સ્વરૂપ અથવા શ્રી કૃષ્ણ કે બીજાઓનું આનંદમય નૃત્ય રજુ કરે છે.

**ત્રિભંગ**માં શિર એક બાજુ નમાવેલું, શરીરનો કટિ સુધીનો ભાગ તેથી ઉલટી દિશામાં વાળેલો અને કટિ નીચેનો શરીરનો ભાગ વળી તેની ઉલટી દિશામાં વાળેલો હોય છે. **ત્રિભંગ** અંગમરોડ નાટ્ય અભિનયને લગતો છે.

અંગમરોડમાં કેવી જીવનશકિત અને મધુરતા છે તે બે નર્તકીઓની શિલ્પાકૃતિઓના નીચેના ફકરામાં આપેલા પ્રસંશક વર્ણન ઉપરથી જોઇ શકાશે.

"પગની પાની અને ઘુંટણ, નિતંબ, કોણીઓ અને કાંડાના બારીક પણ સ્પષ્ટ કાટખુણા અત્યંત સુકોમળતા દર્શાવે છે અને ત્રિભંગમાં નર્તકીના શરીરના એકધારા અંગમરોડમાં જેટલી કઠોરતા દેખાય છે તેટ-

લીજ મૃદુતા છે. અન્ય નૃર્તકીના અંગમરોડમાં તેના હાથ જાણે કાચના હોય એવા નાજુક દેખાય છે અને તેની આંગળીઓ જાણે તેની હોયજ નહિં, પરંતુ એક સુકોમળ વેલીને પહેલીજ વખતે ફુટેલી કોમળ પાંદડીઓ સમાન જુદીજ લટકતી હોય એવી દેખાય છે.”

નાટકના **તાંડવ** નૃત્યોમાંનાં અંગમરોડો પશ્ચિમના બેલેટ નૃત્યોના મરોડને કંઈક અંશે મળતા આવે છે, જો કે બન્નેમાં પગ અને અવયવોનો ઉપયોગ તદ્દન ભિન્ન છે.

**તાંડવ** નૃત્યમાં એક પગને જમીનથી સહેજ અદ્ધર રાખીને અથવા સામા પગના ઘુંટણ સુધી ઉંચો લાવીને બન્ને પગની ત્રિકોણાકૃતિ રચવામાં આવે છે. આ અંગમરોડો સાથે ઘણી વખતે માથું પણ વાળવામાં આવે છે.

હિંદુ નૃત્યમાં માથાનું ભાવવાહક હલનચલન બહુ અગત્યનું છે. તેના મુખ્ય નવ પ્રકારો છે અને બીજા ઘણા સૂક્ષ્મ અને સ્પષ્ટ રૂપાંતરો પણ છે.

કોઇપણ અભિનય પહેલાંની **સમ** અથવા અચેતન સ્થિર સ્થિતિ એવો ગંભીર અને મધુર ભાવ દર્શાવે છે કે જેથી મગજમાં કશો ગુંચવાડો રહે નહિ. સઘળા જલસાના આરંભની આ શુભદર્શક સ્થિતિ છે.

**તાંડવ** નૃત્યોમાં અને ખાસ કરીને **અદ્‌ભુત** રસના **તાંડવ** નૃત્યમાં માથું આજ્ઞા કરવાની ઢબે

ડોલાવવામાં આવે છે અથવા ગરદન લંબાવીને ઈરાદા-પૂર્વક પ્રત્યેક બાજુએ આગળ પાછળ લઇ જવામાં આવે છે. આ અભિનયમાં આંખો તદન ખુલ્લી અને તેજોમય અને ભવાં પણ ચડાવેલા રાખવામાં આવે છે.

ભયાનક અથવા રુદ્ર **તાંડવ** નૃત્યમાં આંખો ખુલ્લી રાખીને અને પાંપણો પટપટાવીને કે ભવાં સંકુચિત રાખીને માથું ધીમે ધીમે ડોલાવવામાં આવે છે. માથાને સર્પની ફેણની માફક ધીમે ધીમે ડોલાવવાથી શરીરમાં કોઇ ભૂત અથવા દિવ્ય જીવનું અવતરણ થયું હોય એવો ભાવ દર્શાવાય છે.

લડાયક ભાવનું ઝનુન અને હાથમાં પ્રાણઘાતક હથિયારો ધારણ કર્યા હોય એવો ભાવ દેખાડવા માટે કેટલીક વખત માથું ગોળગોળ ડોલાવવામાં આવે છે.

વીર **તાંડવ** નૃત્ય ગૌરવ, તેજોમય સૌંદર્ય અને પરમ આનંદનો ભાવ દર્શાવે છે. આ નૃત્યમાં માથું ઉંચુ અને દષ્ટિ સીધી અને સમાન્તર રાખી આંખોની કીકીઓને ધીમે ધીમે ઉપર નીચે અને આજુબાજુ ફેરવામાં આવે છે; દષ્ટિમાં ચાતુર્ય અને ચપળતા હોય છે અને શરીરનો કટિ સુધીનો ભાગ મુખ્ય ભાગ ભજવે છે.

શૃંગાર ભાવ માથાના મોહક અને મૃદુ ડોલનથી દર્શાવાય છે. ઝુકતું શિર વિનય અથવા ખેદ દર્શાવે છે. દષ્ટિ તેજોમય અને ઉન્માદભરી રાખી માથું એક બાજુ ઉછાળવું અથવા ઉંચુ લઇ જવું તે ગર્વ



ભ્રમર હસ્ત (ઉપરનો); હંસસ્ય હસ્ત (નીચેનો)

તિરસ્કાર કે આનંદિત ઇન્કાર દર્શાવે છે. આ બધા અભિનયોમાં સુકોમળ અને મૃદુ માધુર્ય ભર્યું છે.

માથાના ઝોકની ખાસ મોહકતા અને સર્પ સમાન સુકોમળતા ગરદનની તાલસૂરબદ્ધ ગતિથી સાધી શકાય છે. તેના ચાર પ્રકારો વર્ણવ્યા છે.

માથાનું પંખાની માફક બન્ને બાજુએ ડોલન, તેની સાથેના ચહેરાના હાવભાવ અને અંગમરોડ પ્રમાણે પ્રેમ, ઉત્સુકતા કે ચિંતાતુરતા સૂચવે છે.

પસંદગી કે સંમતિ દર્શાવવા માટેના અભિનયમાં પણ હાવભાવ અને સૌંદર્ય હોય છે.

માથાનું અર્ધ–ચંદ્રકારે ડોલન મુગ્ધભાવ દર્શાવે છે. કબુતરની માફક માથું આગળ પાછળ લઇ જવાથી "તમે અને હું" એવો ભાવ દર્શાવાય છે.

અલોલિત શીર્ષ પ્રેમની આનંદોર્મિ અને હાસ્ય બતાવે છે અથવા અમુક રૂપાંતરો, અંગભંગ કે અભિનય પ્રમાણે આવેશ, ક્રોધ કે ગભરાટ સૂચવે છે.

આ બધા અભિનયો એટલી સરળતા અને તાલબદ્ધ રીતે કરવામાં આવે છે કે તેની જંગલી પ્રાણીઓની સ્વાભાવિક અને કુદરતી સુંદરતા સાથે તુલના કરી શકાય.

સઘળા પ્રકારના હિંદુ નૃત્યમાં પગની પાની અને અંગુઠા વડે જમીન સાથે તાલ આપવો એ સામાન્ય

છે. પગથી તાલ આપવો એ બહુજ અગત્યનું છે, કેમકે એક પણ પગલું અહેતુક કે તરંગવશ નથી હોતું. નૃત્યકારના પગે બાંધેલા નૂપુરનો તબલાના તાલ સાથે હંમેશાં મેળ રહેવો જોઈએ.

લાસ્ય નૃત્યમાં પાની અને અંગુઠા વડે બહુ ધીમેથી તાલ આપવામાં આવે છે. વીર તાંડવ નૃત્યમાં શરીરના અવયવોને ખૂબ છૂટા મૂકી દઈને પગની પાની અને અંગુઠા વડે ઝડપથી તાલ આપવામાં આવે છે.

હિંદુ સંગીતમાં તાલ સાથે ગમે તેવી છુટ લઇ શકાતી નથી. માત્રા પ્રમાણેના તાલબદ્ધ સંગીતપ્રવાહને તોડી પાડે એવા આરોહ કે અવરોહ તેમાં નથી હોઇ શકતા. તાલનો ઝોક ઘડીયાલના લોલક સમાન હોય છે. આમ છતાં મુકરર મર્યાદામાં સમયને બેવડાવી કે અર્ધો કરી શકાય છે અથવા તાલની મુખ્ય માત્રાઓમાં ફેરફાર કર્યા વિના ચાર તાલના સમયને છ તાલમાં ફેરવી શકાય છે.

આમ નૃત્યકાર અને સંગીતવાદનકાર વચ્ચે સંપૂર્ણ મેળ રહે છે. તેઓ બન્ને હંમેશાં એકતાલ હોય છે. નૃત્યકારને સંગીતકારનો હેતુ સમજાવવાની કશી જરૂર રહેતી નથી. રાગ અને તાલની પદ્ધતિ એટલી સંપૂર્ણ-પણે રચાયેલી છે કે વાદ્ય વગાડનાર મુકરર મર્યાદાની હદમાં રહીને અનેક પ્રકારના રાગ અને તાલ ઉપજાવી શકે છે.

ભિન્નભિન્ન રાગો અને તાલોના રસો અને આધ્યાત્મિક ભાવો કલાના કાનુનથી નિશ્ચિત કરેલા છે. એ કાનુનોમાં એ રસો અને ભાવો ભિન્નભિન્ન નૃત્ય દ્વાર દૃશ્ય રીતે રજુ કરવાની પણ યોજના કરવામાં આવી છે. આમ નૃત્યમાં ભાવ દર્શાવવાની એટલી શક્તિ અને એટલું ચૈતન્ય છે કે જે કોઇ રીતે સંગીતથી ઉતરતું નથી. પરંતુ સંગીત અને નૃત્યનો સંયોગ અનિવાર્ય છે, કેમકે હિંદુ ધર્મ પ્રમાણે શબ્દ ઉત્પાદક શક્તિ અથવા નૈસર્ગિક ચૈતન્યશક્તિની પ્રાથમિક સંજ્ઞા છે અને વાદ્ય તેનું દૃશ્ય ચિન્હ છે.





કાતક હસ્ત (ઉપરનો): અર્ધચંદ્ર હસ્ત

અગ્નિ વાહન (નીચેના)

# નૃત્યમાં વ્યક્ત થતી જાતીયતા

પૂર્વમાં યુગો થયાં કલાને પવિત્ર ભક્તિથી ખીલવવામાં અને પોષવામાં આવી છે. કલાને આત્માનું સૌંદર્ય અને મનુષ્યમાં રહેલી દિવ્યતા દર્શાવનારી માનવાની હિંદુઓની ભાવનાને લીધે કલા ધર્મ સાથે ઓતપ્રોત થઇ ગઈ છે.

પશ્ચિમમાં કલા ધીમે ધીમે ધર્મથી વિખુટી પડવાથી તે મોટે ભાગે સાંસારિક દૃષ્ટિએ ખીલવવામાં આવી છે. એમાં ઉંચા આદર્શો ભલે હોય, પરંતુ મુખ્યત્વે તો વિલાસી લોકોની વૃત્તિઓ પોષવામાં જ તે વપરાય છે. પશ્ચિમના લોકો કલાની ઉચ્ચ ભાવનાને

વંદન કરે છે, પરંતુ ઉપભોગ માટે તો હલકા તમાશાજ પસંદ કરે છે.

ઉદ્યોગવાદના મોટા શહેરો અને ખાસ કરીને અમેરીકાના શહેરોએ નાચમાં થીએટરની ફેશન દાખલ કરી છે. શહેરોની વસતિનો મોટો ભાગ જીવનવિગ્રહમાં કે દોલત એકઠી કરવામાં જ ગુંચવાઇ ગયો છે. એટલે લોકો પોતાના કંટાળેલા મગજને બીજી દિશામાં દોરવા અને જીવનની ઉપાધિઓ ઘડીભર ભૂલી જવા માટે સંગીતનો ઘોંઘાટ હોય અને નાચનારા ફાવે તેમ પગ ઉછાળતા હોય એવા તમાશા પસંદ કરે છે. જો કદિક જુદાજુદા દેશોના નૃત્યો ગોઠવવામાં આવે છે તો તે કેવળ નવીનતા અને આનંદ ઉપભોગ માટેજ હોય છે; તેમાં મૂળ નૃત્યની ખરી ભાવનાની તો તદ્દન અવગણનાજ કરવામાં આવે છે.

અલબત્ત પશ્ચિમમાં હવે એવા નૃત્યકારોની સંખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે. કે જેઓને નૃત્યમાં વિલાસી પ્રજાને મોજમજા પુરી પાડવા કરતાં વધારે ઉન્નત સંદેશા જણાય છે. આવા નૃત્યકારોને પૂર્વના નૃત્યોમાં તેના બહારના સ્વરૂપો કરતાં વધારે ઉંડો અર્થ દેખાય છે.

જુદાજુદા દેશના નૃત્યો ઉત્સાહી અને ખંતીલા અભ્યાસીઓ માટે શોધખોળનું વિશાળ ક્ષેત્ર પુરૂં પાડે છે. જુદીજુદી પ્રજાઓના નૃત્યો તે તે પ્રજાઓના રીતરિવાજો અને તેની ભાવનાઓ વ્યકત કરે છે.

થોડા સમય પહેલાં ઘણા પ્રજાસમૂહોના લોકનૃત્યો રજુ થયા હતા. સ્વીડનના મનોરંજક લોકનૃત્યમાં યુવતીઓ અને તેમના જોડીદારો ભાગ લે છે. તેમના એ નૃત્યમાં સ્કેન્ડીનેવીઆની મૂળ જાતીય ભાવના એટલી સચોટ અને જોરદાર રીતે વ્યકત થતી હતી, કે જેથી જે વસ્તુ અનેક પુસ્તકોથી ન સમજાય, તે આ નૃત્યથી થોડી પળોમાં સમજી શકાતી. જમીન ઉપર તેમના પગનો એક સાથે એવો તાલ પડતો, કે જેમાં સ્વાભાવિક ઐહિક આનંદ સ્પષ્ટ દેખાતો. આ યુવાનો કે યુવતીઓના મગજમાં તત્વજ્ઞાન કે ભાવનાનો કશો ખ્યાલ નહોતો. તેમનો આનંદ સ્વાભાવિક હતો; તેમાં કૃત્રિમતા જરાયે નહોતી. પરંતુ તેમના હાસ્યમાં અને અભિનયમાં તેમની જાતીય ભાવના એવી રીતે વ્યકત થતી કે જે કદીયે ભૂલી ન શકાય.

એવુંજ બીજું નૃત્ય મેક્ષીકોનિવાસીઓનું હતું, જેમાંથી તેમની જાતીય ભાવના સ્પષ્ટ તરી આવતી હતી. એ નૃત્યકારોના સાદા પોષાકમાં અને અનાજની વાવણીના અભિનયમાં સાદી પરંતુ અજબ રસિકતા હતી. નૃત્યમાં જરાક કુદાકુદ અને અમુક પ્રકારનો અવાજ ખરેખર મોહક લાગતાં હતાં. પૃથ્વી માતાના આ ભલાભોળાં બાળકો સૂર્યની ગરમીને અને પૃથ્વીના રસને ચાહતાં હતાં. મેક્ષીકોનિવાસીઓનું નૃત્ય હતું તદ્દન સાદું, પરંતુ તેમાં એવી ભકિત અને આનંદ હતાં કે જેથી તે ધાર્મિક ક્રિયા સમાન લાગતું હતું.

આપણા પૂર્વજોના નૃત્યો મુખ્યત્વે પવિત્ર ધર્મ-ક્રિયાઓજ હતી. હિંદમાં સઘળી કલાઓ ધર્મ સાથે સંકળાઈ ગયેલી હોઇને મનુષ્યઆત્માના ઉંડા અનુભવો વ્યકત કરવાનું સૌથી શ્રેષ્ટ સાધન સંગીત અને નૃત્ય પ્રાપ્ત થયું. હિંદની કલાઓ હજારો વર્ષની સંસ્કારિતાનું પરિણામ છે. નૃત્ય એ સૃષ્ટિના દિવ્ય તાલસૂરનું દૃશ્ય સ્વરૂપ છે; એ હિંદુ માન્યતા હિંદની જાતીય ભાવના વ્યકત કરે છે કે જ્યારે "પશ્ચિમ"નો જન્મ પણ નહોતો ત્યારે હિંદ જ્ઞાન અને જીવનવિકાસમાં પરાકાષ્ઠાએ પહોંચ્યું હતું.

